# હિન્દુસ્તાનની આવતી સેન્સસ.

## વસ્તી ગણત્રી.

લેખક તથા પ્રકાશક.

રા. રા. ગોવિન્દભાઇ હાથીભાઇ દેસાઇ,

બિ. એ., એલ એલ. બી.—વડોદરા.

( વડોદરા રાજ્યના સેન્સસ સુપ્રિન્ટેન્ડેન્ટ. )

પ્રત, ૫૦૦.

સંવત ૧૯૬૭ સને ૧૯૧૦

ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં,—અમદાવાદ

શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું.

કિંમત મફત.

# હિન્દુસ્તાનની આવતી સેન્સસ.

## વસ્તી ગણત્રી.

લેખક તથા પ્રકાશક.

રા. રા. ગોવિન્દભાઇ હાથીભાઇ દેસાઇ,

બિ. એ., એલ એલ. બી.

( વડોદરા રાજ્યના સેન્સસ સુપ્રિન્ટેન્ડેન્ટ. )

પ્રત, ૫૦૦.

સંવત ૧૯૬૭ સને ૧૯૧૦

ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં,

શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું.

કિંમત મફત.

# હિંદુસ્તાનની આવતી સેન્સસ.

## ( વસ્તી ગણત્રી. )

લેખકઃ—રા. રા. ગોવિંદભાઈ હાથીભાઈ દેશાઈ
બી. એ., એલ એલ. બી.
વડોદરા રાજ્યના સેન્સસ સુપ્રિન્ટેન્ડેન્ટ.

### સેન્સસની ઉત્પત્તિ.

લોક વસ્તીની મુદતે મુદતે ગણત્રી કરવી તેને “સેન્સસ” કહે છે. સેન્સસ શબ્દ લેટિન ભાષાનો છે; અને ‘સેન્સોર’ હોદ્દાના અમલદારો રોમમાં મુદતે મુદતે લોક વસ્તીની ગણત્રી કરતા તે ઉપરથી તે નીકળેલો છે. રોમન વસ્તી ગણત્રી વેરો નાખવાના ઉદ્દેશથી કરવામાં આવતી. ગ્રીસ દેશના ઍથેન્સ શહેરમાં સોલન નામના રાજાએ વેરો નાંખવાનું કામ સહેલું કરવા માટે તથા જુદી જુદી જાતના લોકો કેટલા છે તે જાણવા માટે સેન્સસ કરી હતી. ડેવીડ રાજાએ ઇઝરાયલના લોકોની વસ્તી ગણાવી ત્યાર પછી દેશમાં મરકી ચાલી, તેનો લાભ લઇ કેટલાક સ્વાર્થી લોકોએ એવી ગપ ચલાવી કે, વસ્તી ગણવાથી ઇશ્વરનો કોપ થયો છે. આવા ધાર્મિક વહેમને લીધે પાશ્ચાત્ય દેશોમાં ઘણા સેંકડા સુધી વસ્તી ગણત્રી થઈ નહોતી. છેવટે આ વહેમને દૂર કરી ઇસ્વીસનના અઢારમા સૈકામાં યૂરોપખંડમાં વસ્તી ગણત્રી કરવાની શરૂઆત કરવામાં આવી. એડમ સ્મિથના વખત પછી ઘણાં વરસો સુધી અંગ્રેજ સરકારની રૈયતની સંખ્યા, ચીન દેશમાં થાય છે તેમ માત્ર અટકળથી નક્કી કરવામાં આવતી. પૂર્વ તરફના દેશોમાં પણ સેન્સસ ( વસ્તી ગણત્રી ) એ તદ્દન નવીન વસ્તુ નહોતી. ઈ. સ. પૂર્વે છયાસી જેટલી જુની સાલમાં વેરો તથા વેઠનું કામ સહેલું કરવા જાપાનમાં પ્રથમ વસ્તી ગણત્રી કરવામાં આવી હતી, અને ત્યારપછી તે જારીજ છે. મલાઈઆર્ચીપેલેગોના લોમ્બોક નામના રાજાએ નવાઇ જેવી યુક્તિથી પો-

તાના રાજ્યના લોકોની વસ્તી ગણત્રી કરી પોતાની ઉપજ વધારી હતી. એવું કહેવામાં આવે છે કે તે રાજ્યમાં દરેક પુરૂષ, સ્ત્રી, અને છોકરા દીઠ વેરા તરિકે ચોખા લેવામાં આવતા. તેની આવક દિવસ દિવસે ઓછી થતી જોઈ તેનો તપાસ કરવા તથા વેરાનું ઉત્પન્ન બરાબર એકઠું કરવા તે રાજાએ દરેક ગામે ફરી:પુરૂષ,સ્ત્રી, તથા છોકરા દીઠ એક એક સોય પોતાને ભેટ આપવા જણાવ્યું. સોય જેવી નજીવી ચીજ લોકોએ ઘણી ખુશીથી ભેટ આપી. એકઠી થયેલી સોયોની સંખ્યા ગણી, રાજાએ તેટલી વસ્તી છે એમ નક્કી કરી તે પ્રમાણે વેરો લેવાનું ઠરાવ્યું, અને રાજ્યનું ઉત્પન્ન બરો-બર લેવા માંડયું.

## યૂરોપખંડ તથા બીજા દેશોમાં વસ્તી ગણત્રી.

૨. વેરો નાંખવાનો ઉદ્દેશ દૂર કરી, માત્ર લોકસ્થિતિ જાણવાના ખરા ઉદ્દેશથી સેન્સસ કરવામાં સ્વીડન દેશે સને ૧૭૪૯ માં પહેલ કરી હતી. તે પછી અમેરિકાના યુનાઇટેટ સ્ટેટસે સન ૧૭૯૦ માં તથા ઇંગ્લાંડે સને ૧૮૦૧ માં લોકોની ખરી સ્થિતિ સમજી લોકહિતકારી ઉપાયો લેવા માટે પહેલ વહેલી સંપૂર્ણ વસ્તી ગણત્રી કરી. ફ્રાન્સ દેશમાં સને ૧૭૦૦ ની સાલમાં લોકવસ્તી ગણવામાં આવી હતી; પરંતુ આધાર રાખવા લાયક ખરી ગણત્રી તો સને ૧૮૦૧ પછીથીજ થઇ હતી. હાલમાં આસ્ટ્રિઆ, બેલ્જીયમ, ઇટાલી, નોર્વે અને સ્વીડન, સ્વીતઝર્લાંડ, અમેરિકા, હિંદુસ્તાન તથા અંગ્રેજ સરકારના તાબાનાં બીજાં સંસ્થાનોમાં દર દશ વર્ષે સેન્સસ કરવામાં આવે છે. ફ્રાન્સ તથા જર્મનીમાં દર પાંચ વર્ષે અને સ્પેન દેશમાં જ્યારે યોગ્ય લાગે ત્યારે અનિયમિત મુદ્દતે સેન્સસ કરવામાં આવે છે.

## હિંદુસ્તાનમાં થયેલી પાછલી સેન્સસો.

૩. હિંદુસ્તાનમાં મદ્રાસ તથા પંજાબ વગેરે કેટલાક ઇલાકાઓમાં ઘણા જુના વખતથી જન્મ મરણના આંકડા ઉપરથી લોક વસ્તીની સંખ્યા ગણવામાં આવતી હતી. પરંતુ દરેક માણસને પ્રત્યક્ષ ગણીને વસ્તી ગણત્રી કરવાનું કામ પહેલ વહેલું સને ૧૮૬૭ થી ૭૨ ની સાલોમાં કરવામાં આવ્યું હતું. આ ગણત્રી વખતે હૈદ્રાબાદ, કાશ્મીર, રજપુત સંસ્થાનો, મધ્ય હિંદુ-સ્તાનનાં રાજ્યો તથા પંજાબની પાસેના કેટલાક મુલકની વસ્તી ગણત્રી કરવાનું બની શક્યું નહોતું. નવીન રીત પ્રમાણે પહેલ વહેલી પુરી અને આધાર લાયક વસ્તી ગણત્રી સન ૧૮૮૧ ની ૧૭મી ફેબ્રુઆરીના રોજ

કરવામાં આવી હતી. આ વખતે કાશ્મીર અને કેટલાંક નાનાં રાજ્યો શિવાય આખા હિંદુસ્તાનની વસ્તી ગણત્રી કરવામાં આવી હતી. તેજ ધોરણે બીજી વસ્તી ગણત્રી તા. ૨૬ મી ફેબ્રુઆરી સને ૧૮૯૧ ના રોજ કરવામાં આવી હતી. આ ગણત્રી વખતે ઉત્તર બ્રહ્મદેશ જે નવીન પ્રાપ્ત થયો હતો તે તથા કાશ્મીર અને સીકીમનાં રાજ્યોની પણ વસ્તી ગણત્રી થઇ હતી. ત્રીજી વસ્તી ગણત્રી સન ૧૯૦૧ ની ૧ લી માર્ચને દિવસે કરવામાં આવી હતી: આ વખતે બલુચીસ્તાનનો અંગ્રેજ સરકારના તાબાનો મુલક તથા આન્દામાન ને નિકોબાર ટાપુઓ ( કાળા પાણીના દેશો ) અને બીજા કેટલાક જંગલી તથા વિકાળ જાતોના રહેઠાણવાળા ભાગોની પણ વસ્તી ગણત્રી કરવામાં આવી હતી. માત્ર બ્રહ્મદેશના થોડાક ભાગમાં જંગલી લોકોમાં ઝગડા ચાલતા હોવાથી તેટલા ભાગની વસ્તી ગણત્રી અટકળથી કરવાનું રાખી બાકીના આખા હિંદુસ્તાનની સંપૂર્ણ વસ્તી ગણત્રી પ્રત્યક્ષ માથાં ગણીને આ વખતે કરવામાં આવી હતી.

## આવતી વસ્તી ગણત્રીની નક્કી થયેલી તારીખ.

૪. આખા હિંદુસ્તાનની હવે પછીની એટલે ચોથી વસ્તી ગણત્રી સને ૧૯૧૧ ના માર્ચ માસની દસમી તારીખે થશે. આ તારીખ નક્કી કરવામાં ઘણી બાબતોના વિચાર કરવામાં આવ્યો છે. તા. ૧૪ મી માર્ચના રોજ પુનેમ છે, એટલે તા. ૧૦ મી માર્ચના રોજ પહેલી રાત્રે ચંદ્રમાનું પુરતું અજવાળું હોઇ ગણત્રીના ફોર્મોમાં પ્રથમથી દાખલ કરેલી હકીકત તપાસી જોવાને ઘેરેઘેર ફરવા માટે ગણત્રી કરનારાઓને અજવાળાનો સારો લાભ મળશે. પોતાનું ઘર છોડી લોકો બહારગામ જાય એવા લગ્નના દિવસો અને મેળા તથા જાત્રાના દિવસો છોડી દઇ સેન્સસ માટે સવડ પડતો દિવસ ઠરાવવામાં આવે છે. ઉપર જણાવેલી તારીખ નક્કી કરતી વખતે આ બધી બાબતોનો વિચાર કરવામાં આવ્યો છે, અને તે તારીખ તમામ સ્થાનિક સરકારો તથા દેશી રાજ્યો વગેરેએ પણ અનુકૂળ હોવાનું જણાવી કબુલ રાખી છે.

## સેન્સસની વ્યવસ્થા.

૫. હિંદુસ્તાનની વસ્તી ગણત્રી કરવામાં કેટલીક મોટી અડચણો છે. પહેલી તો એ કે હિંદુસ્તાન દેશ ઘણો મોટો છે. તેનો વિસ્તાર ૧૭૬૬૫૯૭ ચોરસ માઇલ છે, તેથી રૂશિયા શિવાય આખા યુરોપખંડ કરતાં આ દેશ

૧૨૦૦૦ ચોરસ માઇલ જેટલો મોટો છે. બીજું, હવા પાણી તથા જમીન જુદા જુદા ભાગમાં ઘણાજ જુદા જુદા પ્રકારનાં છે, અને લોકો પણ જુદી જુદી જાતના તથા ઘણે ભાગે અભણ છે. ત્રીજી અડચણ એ છે કે ઝનુની અને જંગલી જાતના લોકો ઘણે ભાગે જંગલથી ભરપુર પ્રદેશોમાં રહે છે અને તેથી તેમની બરોબર ગણત્રી કરવાનું કામ ઘણું અઘરૂં પડે છે. ચોથા અડચણ એ છે કે ગણત્રીનું કામ કરવાને લાયક અને ભણેલા ઇસમોની મોટી સંખ્યાની જરૂર પડે છે, અને તેટલાં માણસો તૈયાર નહિ મળવાથી લાંબા વખતથી તેમને મેળવી ગોઠવવાની તથા શીખવી લાયક કરવાની જરૂર પડે છે. આ વગેરે કારણોને લીધે હિંદુસ્તાનની વસ્તી ગણત્રીનું કામ ઘણું મુશ્કેલી ભરેલું થઇ પડે છે. પરંતુ ગણત્રી માટે મુકરર કરેલા દિવસ પહેલાં કેટલાક વખતથી તૈયારીઓ કરી સરકાર આ સર્વ મુશ્કેલીઓ દૂર કરે છે; અને સેન્સસનું કામ ફતેહમંદીથી પાર ઉતારવાને માટે બધી યોજના સંપૂર્ણ રીતે કરી રાખે છે. પ્રથમ મુખ્ય અને કેન્દ્રસ્થાનથી કામની સંપૂર્ણ વ્યવસ્થા કરવાને એક ઘણાજ અનુભવી અને વિશાળ બુદ્ધિશાળી અમલદારને સેન્સસની તારીખ પહેલાં એક વર્ષ અગાઉ આખા હિંદુસ્તાનના સેન્સસ કમીશનર તરીકે નીમવામાં આવે છે. ત્યાર પછી થોડે મહિને દરેક ઇલાકામાં તથા મોટાં દેશી સંસ્થાનમાં સેન્સસ કમીશનરની સૂચનાઓ પ્રમાણે સેન્સસના કામની વ્યવસ્થા કરવાને સુપ્રીન્ટેન્ડેન્ટો નિમવાની તજવીજ થાય છે. જરૂર પુરતી માહિતી લોકો તરફથી મળી શકે તેટલા માટે વસ્તી ગણત્રીના કાયદો (સન્સસ એકટ) પસાર કરી સેન્સસનું કામ પૂરૂં થતા સુધી અમલમાં રાખવામાં આવે છે. આ કાયદાથી ગણત્રી કરનારા માણસો જે હકીકત માગે, તે હકીકત ખરેખરી પૂરી પાડવાને લોકો ઉપર ફરજ નાંખવામાં આવે છે, અને જે માણસો માગેલી હકીકત બરોબર ન આપે તે શિક્ષાને પાત્ર થાય છે. સેન્સસ કમીશનર વસ્તી ગણત્રી કેવી રીતે કરવી તે વિષે ધોરણ ઠરાવી આપે છે અને તે ઉપરથી જુદા જુદા સુપ્રીન્ટેન્ડેન્ટો સ્થાનિક જરૂરીઆત પ્રમાણે કામ કરવાની રીતમાં ફેરફારો કરી પોતાના પ્રદેશ માટે ગણત્રી કરવાનું ધોરણ ઠરાવી અમલમાં મૂકે છે. સેન્સસનું કામ પૂર્ણ રીતે તથા એકસરખું થવા માટે સેન્સસ કમીશનર હુકમો તથા સૂચનાઓ કાઢે છે, અને બધા સુપ્રીન્ટેન્ડેન્ટો પોતપોતાના પ્રદેશમાં તે અમલમાં મૂકે છે. સેન્સસ સુપ્રીન્ટેન્ડેન્ટો જરૂર પુરતાં ગણત્રી કરવાનાં ફોર્મો છપાવી વખતસર જે તે જગાએ પહોંચાડાવે છે; પોતાના તાબાના પ્રદેશમાં સેન્સસનું કામ કરનારા માણસો માટે સમજુતી તૈયાર

કરાવે છે; છેવટના રિપોર્ટ માટે જે જે વિશેષ બાબતો નક્કી કરી હોય, તે વિષે હકીકત એકઠી કરાવે છે; તથા ગણત્રીનું કામ પ્રથમથી તે છેવટ સુધી દરેક પગલે બરાબર થાય તે માટે હુકમો કરે છે અને તપાસણી કરે છે, ઘરો ઉપર નંબર પાડવાનું, પ્રાથમિક ગણત્રી કરવાનું, અને છેવટની ગણત્રી કરવાનું કામ બરોબર થાય છે કે નહિ, કામ કરનારા કામ કેમ કરવું તે સમજે છે કે નહિ, એ વગેરે વિષે ચોકસી કરી તાલુકા તથા પ્રાંતના અમલદારો પોતપોતાની હકુમતના પ્રદેશની સ્થળસીમામાં ફરી તાબાના માણસોના કામ ઉપર દેખરેખ રાખે છે, અને કામ યોગ્ય રીતે તથા બરોબર થાય એવી તજવીજ રાખે છે. હિંદુસ્તાનના સેન્સસ કમીશનર તથા પ્રાન્તોના સુપ્રીન્ટેન્ડેન્ટોનું અને બીજા લાગતા વળગતા અમલદારોનું મહત્વનું તથા જવાબદારીનું કામ સેન્સસની તારીખ પહેલાં ઘણા દિવસથી શરૂ થાય છે. સેન્સસ પુરી થતાં પ્રાંતના અમલદારોનું કામ પૂરૂં થાય છે, પણ કમીશનર અને સુપ્રીન્ટેન્ડેન્ટોને તો ત્યાર પછી પણ ઘણા લાંબા વખત સુધી તે કરવું પડે છે. ગણત્રીમાં જે હકીકતો નોંધાઇ હોય તે ઉપરથી પત્રકો તૈયાર કરવાનું તથા રિપોર્ટ લખવાનું તેમનું મહત્ત્વનું કામ સેન્સસ થઇ ગયા પછી આશરે એક વર્ષ વધુ પહોંચે છે.

## શેડયુલ.

કોઈપણ દેશની વસ્તીગણત્રી એકજ ધોરણે અને એકજ વખતે બધે સ્થળે થાય, તો તેજ ચોકસ અને ખરી થઇ શકે. જુદે જુદે સ્થળે જુદે જુદે દિવસે વસ્તીગણત્રી થાય તો માણસોના હેરફેરને લીધે તેમાં ભૂલ થાય, અને પછી તે ભૂલ સુધારવા કોઇ પણ તરેહનો રસ્તો રહે નહિ. વળી વસ્તીગણત્રીમાં માત્ર મનુષ્યોની સંખ્યા દાખલ કરવા ઉપરાંત તેમાં બીજી પણ ઘણી તેમને લગતી હકીકત દાખલ કરવાની હોય છે. આ હકીકત ઘણી ઉપયોગી હોય છે એટલુંજ નહિ પણ એથી થયેલી ગણત્રીમાં કાંઈ ભૂલ થઇ હોય તો તે સુધારવા આધાર મળે છે. વળી પરણેલા, કુંવારા, વિધુર, ઉમ્મર, ધર્મ, ધંધો વગેરેની માહિતી સાથેના લોકવસ્તીના આંકડા, રાજ્યકારભારમાં પણ ઘણા ઉપયોગી થઇ પડે છે: તથા તેમનો એક બીજા સાથે મેળ લેવાથી વસ્તીની સંખ્યામાં ભૂલ થઇ હોય તો તે સુધારવાનું બની શકે છે. આ ઉદ્દેશથી લોકવસ્તીની નોંધ કરવા માટે કેટલાંક આસનોવાળો એક પત્રકનો નમુનો ઠરાવવામાં આવે છે, તેને "શેડયુલ" અથવા વસ્તી ગણત્રીનું ફોર્મ કહે છે, ચાલુ સેન્સસ વખતે વસ્તીગણત્રીના ફોર્મમાં નીચે પ્રમાણે સોળ આસનો પાડેલાં છે.

(૧) ઘરનો નંબર,

(૨) માણસનો અનુક્રમ નંબર

(૩) નામ.

(૪) ધર્મ.

(૪ અ.) ધર્મનો પંથ.

(૫) જાતિ ( સ્ત્રી કે પુરૂષ ).

(૬) સાંસારિક સ્થિતિ (પરણેલો, કુંવારો કે રાંડેલો)

(૭) ઉમ્મર.

(૮) ન્યાતજાત.

(૯) (પ્રત્યક્ષ ધંધો કરનારાઓનો) મુખ્ય ધંધો.

(૧૦) (સદર) બીજો પુરવણી આવકનો ધંધો.

(૧૧) (ધંધો નહિ કરનારા એવા) આશ્રિતોના નિર્વાહનું સાધન.

(૧૨) જન્મભૂમિ.

(૧૩) ભાષા.

(૧૪) ભણેલો કે અભણ.

(૧૫) અંગ્રેજી ભાષા જાણે છે કે શું.

(૧૬) ખોડખાંપણ (બંને આંખે આંધળા, રક્તપિતિયા, ગાંડા, તથા જન્મ મુંગા અને બહેરા).

આ આસનો પ્રમાણે રાખેલા નમુનામાં વસ્તી ગણત્રી કરનારા ઘેરેઘેર ફરી જે તે સ્થળે બોલાતી ભાષામાં વસ્તીની નોંધ કરી લે છે. એ નમુનાને "જનરલ શેડયુઅલ" એટલે વસ્તીપત્રકનો સાધારણ નમુનો કહે છે. એજ નમુનાનું ફૉર્મ અંગ્રેજી ભાષામાં છાપી ગણત્રી કરનારાઓને બદલે અંગ્રેજો વગેરે કેળવાયલા ગૃહસ્થોને પોતાની મેળે ભરી આપવા આપવામાં આવે છે. તેને "હાઉસ હોલ્ડ શેડયુલ" અથવા ઘરધણીએ ભરવાનું પત્રક કહે છે.

## ધંધા સંબંધી ખાસ શેડયુલ.

૭. વસ્તી ગણત્રીના આસન ૯-૧૦-૧૧ માં નોંધાયેલી હકીકત ઉપરથી જે પત્રકો તૈયાર કરવામાં આવે છે તે ઉપરથી જુદા જુદા લોકો શા

શા ધંધા કરે છે, કમાનારા કેટલા છે તથા તેમના આશ્રિતો કેટલા છે, ખેતી સાથે બીજા શા શા ધંધા કરવામાં આવે છે, અને જુદી જુદી ન્યાતના લોકો શું ધંધો કરે છે તે સંબંધી હકીકત માલમ પડી આવે છે. પરંતુ આ દેશમાં દિનપ્રતિદિન વધતા જતા વ્યાપાર ઉદ્યોગ સંબંધી ચોકસ હકીકત મળી આવતી નથી, આ વાત હાલની સેન્સસ વખતે હિંદુસ્તાન સરકારની ધ્યાન ઉપર લાવવાથી એવો હુકમ કરવામાં આવ્યો છે કે, ચાલુ સેન્સસ વખતે વસ્તીપત્રકના સાધારણ નમુના ઉપરાંત એક ખાસ નમુનો તૈયાર કરી તેમાં મીલો, ખાણો, કારખાનાં અને બીજાં ઉદ્યોગનાં સ્થાનો, જેમાં વીશ કરતાં વધારે માણુસો કામ કરતાં હોય, તેના માલિક કે વહીવટ કરનાર પાસેથી કારખાનાનો પ્રકાર, મેનેજર કોણુ કઇ જાતનો છે, ધંધા સંબંધી શિક્ષણુ લેવું પડે એવું કામ કરનારા કેટલા છે અને માત્ર મજુરો કેટલા છે, એ વગેરે હકીકત ભરાવી લેવી. આ પ્રમાણે તજવીજ કરવાથી પ્રજાની આર્થિક સ્થિતિ સંબંધી ઉપયોગી માહિતી મળશે. તથા કારખાનામાં મજુરી કરનારા કેટલા છે અને ઘરખાનગી મજુરી કરનારા કેટલા છે તે પણુ જણાઇ આવશે. તેમજ કારખાનાની બાબતોમાં પણુ માલિક, વહીવટ કરનાર, તથા અમલદાર વર્ગ જેવા ઉંચા વર્ગમાં ગણુના થઇ શકે એવા કેટલા છે તે અને માત્ર મજુરો કેટલા છે તેનો આંકડો પણુ મળી આવશે. આ પ્રમાણે હોવાથી જે જે કારખાનામાં સેન્સસ વખતે વીશ અને તે કરતાં વધારે માણુસો કામે લાગેલાં હશે તે તે કારખાનાના માલિક, વહીવટ કરનાર, કે આડતીયાને પત્ર લખી તેના તાબામાં કામે લાગેલાં માણુસો સંબંધી હકીકત સ્થાનિક સરકાર ઠરાવે તે નમુનામાં ભરાવી મંગાવવામાં આવશે. આવી માહિતી આપવાની સેન્સસ એકટની કલમ ૯ અન્વયે તેમના ઉપર ફરજ રાખવામાં આવી છે. આ હકીકતનો ઉપયોગ માત્ર ધંધા સંબંધી આંકડા તૈયાર કરવામાંજ થશે; તેનો બીજો કોઇપણુ ઉપયોગ કરવામાં આવશે નહિ અગર તેને કોઇપણુ ઇતર કારણુ માટે પુરાવા તરિકે ગણુવામાં આવશે નહિ; તેથી કોઇ પણુ જાતનો અંદેશો રાખ્યા વગર લાગતા વળગતાઓએ માગેલી હકીકત પૂરેપૂરી અને ખરી જણુાવવી જોઇએ.

### ગણુત્રીના કામમાં જોઈતું મહેકમ.

૮. યૂરોપખંડના દેશોમાં ગણુત્રી કરવાનું ફૉર્મ દરેક ઘરના મુખ્ય માણુસને આપવામાં આવે છે. અને તે પોતેજ પોતાના ઘરનાં માણુસો

સંબંધી માગેલી હકીકત દાખલ કરી તે કાગળ, આવાં ફૉર્મ એકઠાં કરવા નીમેલા ઇસમને પાછો આપે છે. હિંદુસ્તાન દેશમાં પ્રજાનો મોટો ભાગ અભણ હોવાથી ઉપર પ્રમાણે કરવું અશક્ય છે. આ દેશમાં માત્ર થોડાજ માણસો ફૉર્મ ભરવાની રીત બરાબર જાણે, તથા તેમાં માગેલી હકીકત રીતસર ભરી શકે તેવા છે. આ પ્રમાણેની સ્થિતિ હોવાથી ખાસ ગણત્રી કરનાર માણસો નીમીને આ દેશમાં વસ્તીની ગણત્રી કરવી પડે છે. દરેક ગણત્રી કરનારને આશરે ૫૦ ઘરો સોંપવામાં આવે છે, અને તેટલા ભાગને 'બ્લોક' અથવા 'જથો' કહેવામાં આવે છે. ગણત્રી કરનારા માણસો ઘણું કરીને ગામના તલાટી અગર શાળાના મહેતાજી હોય છે. જો કે તેઓ ભણેલા હોય છે તોપણ વસ્તી ગણત્રીના ફૉર્મમાં હકીકત કેવી રીતે દાખલ કરવી તે પોતાની મેળે સમજવાની પૂરેપૂરી શક્તિ તેમનામાં હોતી નથી; તેથી તેમને ગણત્રી કરતા પહેલાં કાળજીપૂર્વક સમજુત આપવાની જરૂર પડે છે. આ ઉદ્દેશથી દશ અથવા પંદર ગણત્રી કરનારા ઉપર દેખરેખ રાખવાને એક તપાસણી કામદાર ( સુપરવાઇઝર) નિમવામાં આવે છે. જેટલા ભાગ ઉપર તપાસણી કામદારને દેખરેખ રાખવાની હોય છે તેટલા ભાગને એક 'ટુકડી' અથવા 'સર્કલ' કહે છે. સુપરવાઇઝર તરિકે મુલકી ખાતાના સર્કલ ઇન્સ્પેકટર, તજવીજદાર, અને પોલીસ ખાતાના ફોજદાર તથા નાયબ ફોજદારો અથવા બીજાં ખાતાં માંહેલા નાના અમલદારોને જ્યાં જે પ્રમાણે સવડ હોય તે પ્રમાણે નિમવામાં આવે છે. તપાસણી કામદારોને, ગણત્રી કરનારાઓને સમજુત આપવાનું તથા તેમણે કરેલું કામ તપાસવાનું કામ હોય છે. જો કે તપાસણી કામદાર કેળવાયલો અને માહિતીવાળો તથા થયેલા હુકમો સમજી શકે એવો હોય છે, તોપણ તેને મોઢેથી કેટલીક વિશેષ સમજુત આપી તૈયાર કરવાની તથા તેના કામ ઉપર દેખરેખ રાખવાની જરૂર પડે છે. આ કામ માટે તાલુકાના મામલતદાર અગર વહીવટદાર અને પેટા મહાલના મહાલકરીને "ચાર્જ સુપ્રીન્ટેન્ડેન્ટ" એ હોદ્દાથી નિમવામાં આવે છે. જે સ્થળે મ્યુનિસિપાલીટી કે સુધરાઇ હોય છે તે સ્થળે સુધરાઇના પ્રમુખ કે ઉપપ્રમુખને ચાર્જ સુપ્રીન્ટેન્ડેન્ટનું કામ સોંપવામાં આવે છે. ચાર્જ સુપ્રીન્ટેન્ડેન્ટોને, પોતાના તાબાના તપાસણી કામદારોને સમજુત આપવાનું, સેન્સસના કામ ઉપર દેખરેખ રાખવાનું, અને તાબાના માણસોએ કરેલા કામની તપાસણી કરવાનું કામ હોય છે. પ્રાંતના કલેકટર અગર સુબા તથા વિભાગના નાયબસુબા, અને પ્રાંતને માટે કોઇ વિશેષ અમલદાર નિમ્યો હોય તો તે ચાર્જ સુપ્રીન્ટેન્ડેન્ટના કામ ઉપર અને

પ્રાંતની એકંદર વસ્તી ગણુત્રીના કામ ઉપર દેખરેખ રાખે છે, જોઇતી સમજ આપી ચૂકો સુધારે છે, તથા ગોઠવણો કરી આપે છે. હિંદુસ્તાન દેશમાં સેન્સસનું કામ કરવામાં કેટલાં બધાં માણસો કામે લગાડવાં પડે છે તેનો ખ્યાલ એટલા ઉપરથી આવશે કે, કાશ્મીર અને પંજાબના બે જીલ્લાના આંકડા આવ્યા નહોતા તોપણ, તે શિવાયના પ્રદેશમાં સને ૧૯૦૧ ની સાલની વસ્તી ગણુત્રી વખતે ૯૮૦૦ ચાર્જ સુપ્રીન્ટેન્ડેન્ટો, ૧૨૨૦૦૦ તપાસણી કામદારો અને ૧૩૨૫૦૦૦ ગણુત્રી કરનારાઓ કામે લાગ્યા હતા.

## ગામોનું સામાન્ય રજીષ્ટર.

૯. વસ્તી ગણુત્રી કરવામાં સૌથી પહેલું કામ એ છે કે, દરેક તાલુકામાં કેટલાં ગામો છે, દરેક ગામમાં આવેલાં ઘરોની અજમાયસી સંખ્યા કેટલી છે, અને તપાસણી કામદારનું તથા ગણુત્રી કરનારનું કામ કરી શકે એવા કયા કયા લાયક માણસો મળી શકે એમ છે, તેનું એક પત્રક તૈયાર કરવું. આ પત્રક જે સાલમાં વસ્તી ગણુત્રી થવાની હોય છે, તેની આગલી સાલના જુન મહિનામાં તૈયાર કરવામાં આવે છે.

## જથા, ટુકડીઓ તથા ચાર્જ નક્કી કરવા વિષે.

૧૦. ગામોનું રજીષ્ટર તૈયાર થયા પછી બીજું કામ એ હોય છે કે, ગણુત્રીની સવડ માટે જરૂર પ્રમાણે દરેક ગામના જથા પાડવા, કેટલાક જથા ભેગા કરી સુપરવાઇઝરો માટે ટુકડીઓ નક્કી કરવી, અને કેટલીક ટુકડીઓ એકઠી કરી ચાર્જ સુપ્રીન્ટેન્ડેન્ટોના તાબામાં મૂકવાનો પ્રદેશ નક્કી કરવો. આ કામ જુલાઇ માસ આખરમાં પૂરૂં કરવું પડે છે. જથા તથા ટુકડીઓ બરાબર પાડવામાં આવી છે કે નહિ, તથા તપાસણી કામદાર અને ગણુત્રી કરનારના કામ માટે જણાવેલા માણસો પોતાનું કામ કરવાને લાયક છે કે નહિ તે ચાર્જ સુપ્રીન્ટેન્ડેન્ટ પોતાની સ્થળ સીમામાં ફરી તપાસી જુએ છે. તેને જો કંઇ ફેરફાર કરાવવાનું યોગ્ય લાગે તો અગષ્ટ માસ આખર સુધીમાં પ્રાંતના સેન્સસ અમલદારને તે જણાવવું જોઇએ. આ પછી ચાર્જ સુપ્રીન્ટેન્ડેન્ટની ભલામણ પ્રમાણે સપ્ટેમ્બર મહિનામાં ગણુત્રી કરનારાની નિમનોક કરવામાં આવે છે. પ્રથમ જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે આ લોકો ઘણુંકરીને સરકારી નોકરોજ હોય છે. પણ જો ખાનગી ગૃહસ્થોને કામે લગાડયા હોય તો, આ નિમનોકથી તેઓ સરકારી નોકરની વ્યાખ્યામાં આવી જાય છે. અને જો તેઓ પોતાનું કામ કરવામાં ગફલત કરે, અથવા પો-

તાની સત્તાનો ગેર ઉપયોગ કરે, તો શિક્ષાને પાત્ર થાય છે. સેન્સસના કામમાં કોઇપણ ખાતાના કોઇપણ નોકરની મદદની જરૂર પડે તો કંઇપણ મોબદલાની આશા વગર મફત મદદ આપવાની તેની ફરજ છે તેથી બનતા સુધી સરકારી નોકરો તથા ખાનગી વૉલન્ટીયરોની મદદથીજ સેન્સસનું કામ કરવામાં આવે છે. માત્ર કોઇ વિશેષ પ્રસંગે કોઇ ઠેકાણે ઇતર સરકારી નોકરો કે ખાનગી ગૃહસ્થોની મદદથી થવા સરખું ન હોય ત્યાંજ પગારદાર નોકરો રાખવાનું વિશેષ ખર્ચ કરવામાં આવે છે.

## ઘરો ઉપર નંબર પાડવા સંબંધી.

૧૬. જથા તથા ટુકડીઓ નક્કી થઈ ગણત્રી કરનારા વગેરેની નિમણુંકો થયા પછી ઘરો ઉપર નંબર પાડવાનું કામ શરૂ કરવાનું હોય છે. નંબરો વરસાદથી ભુંસાઈ જાય નહિ તે માટે અક્ટોબર મહિનામાં નંબરો પાડવાનું કામ શરૂ કરવામાં આવે છે. ઘરની વ્યાખ્યા જુદા જુદા ઇલાકામાં સ્થાનિક સ્થિતિ લક્ષમાં લઇ સવડ પ્રમાણે જુદી જુદી રાખવાની છૂટ હોય છે તોપણ ઘણેખરે સ્થળે એક ચૂલે જમનારા માણસોને રહેવાની જગોને એક ઘર ગણવામાં આવે છે. કોઇ મોટા ઘરમાં બે ત્રણ કુટુંબના વાસ હોય તો દરેક વાસ એક જુદું ઘર ગણવામાં આવે છે, અને તે પ્રમાણે નંબર પાડવામાં આવે છે. રહેવાનાં ઘરો શિવાય દેવળો, ધર્મશાળાઓ, લશ્કરના મુકામની જગો, મછવા ઉભા રાખવાની જગો, અને એવાં બીજાં જે જે સ્થળે સેન્સસની રાત્રે કોઇ પણ માણસ રહેવાનો અથવા સૂઈ રહેવાનો સંભવ છે, તે દરેકને ઘર તરિકે ગણી નંબર પાડવામાં આવે છે. નંબર પાડવાને જુદે જુદે ઠેકાણે જુદી જુદી જાતના પદાર્થો વાપરવામાં આવે છે. માત્ર એટલું ધ્યાનમાં રાખવાનું હોય છે કે તે પદાર્થ તે ઠેકાણે સહેલાઇથી મળી શકે તેવો હોવો જોઇએ. કસ્બાઓ અને શહેરો કે જ્યાં ઘરો ઘણું કરીને ધોળેલાં હોય છે, ત્યાં ફક્ત ગેરૂ અગર રમચીથી નંબર પાડી શકાય છે. પણ ગામડાંઓમાં ઘણું કરીને ઘરો ધોળેલાં હોતાં નથી તેથી ત્યાં ચૂનો અને ગેરૂ બંનેની જરૂર પડે છે. એકાદ છાપરાને ઈંટ, માટી કે કાદવને બદલે માત્ર બરૂ કે સાંઠીની ભીંત હોય તો તેના ઉપર નંબર પાડવાનું બનતું નથી, અને તેથી ઈંટ, નળિયા કે પાટિયા ઉપર ચૂનો ધોળી નંબર પાડીને ઘરધણીને આપવામાં આવે છે અને તે સાચવી રાખવા તેને સૂચના કરવામાં આવે છે. નંબર પાડવાનું કામ મોડામાં મોડું તા. ૧૫ મી નવેમ્બર આખર સુધીમાં પૂરૂં કરવાનું હોય છે.

નંબરો પાડવાનું કામ ચાલતું હોય તે દરમ્યાન ચાર્જ સુપ્રીન્ટેન્ડેન્ટે અને બીજા તપાસણી કરનાર અમલદારોએ પોતાની સ્થળ સીમામાં ફરતા રહી કોઇ પણ ઘર નંબર પાડ્યા શિવાયનું તથા પત્રકમાં દાખલ થયા શિવાયનું રહી જાય નહિ તેની ચોકસ ખાત્રી કરવી પડે છે. બધાં ઘરો ઉપર નંબર પાડી રહ્યા પછી ઘરોની ચોકસ સંખ્યા કેટલી છે તેનું પત્રક તૈયાર કરી સેન્સસ સુપ્રીન્ટેન્ડેન્ટ તરફ મોકલવામાં આવે છે. આ પત્રક થતાં પહેલાં સેન્સસ સુપ્રીન્ટેન્ડેન્ટે ફૉર્મો છપાવવાનું શરૂ કર્યું હોય છે, પણ તે આવ્યા પછી કઇ કઇ જાતનાં કેટલાં કેટલાં ફૉર્મોની જરૂર પડશે તે ચોકસ રીતે જાણવા તેમને સાધન મળે છે અને તે પ્રમાણે જરૂરની તજવીજ તે કરાવી લે છે.

## પ્રાથમિક વસ્તી ગણત્રી.

૧૨. જથા, ટુકડીનું ઘરવાર નક્કી સંખ્યાનું પત્રક સેન્સસ સુપ્રીન્ટેન્ડેન્ટને મળ્યા પછી જરૂર પુરતાં ફૉર્મો દરેક સ્થળે પહોંચાડવામાં આવે છે. અને ગણત્રીના નમુનાનાં કોષ્ટકોમાં ચોકસ હકીકત દાખલ થાય તેટલા માટે તપાસણી કામદાર અને ગણત્રી કરનારને પૂરેપૂરી સમજુતી મળે એવાં પુસ્તકો તૈયાર કરી તેમને આપવામાં આવે છે. સન ૧૯૧૧ ના ફેબ્રુઆરી માસમાં સેન્સસ સુપ્રીન્ટેન્ડેન્ટ જે તારીખ નક્કી કરશે તે તારીખથી નિમેલા ગણત્રી કરનારાઓ પહેલી ગણત્રી શરૂ કરશે. કસ્બા તથા મોટાં શહેરોમાં આ કામ ત્યાર પછી આશરે પંદર દિવસ પછી શરૂ કરવામાં આવશે. પોતાને મળેલા ઘરોના પત્રકમાં જણાવેલાં ઘરોના અનુક્રમથી ગણત્રી કરનારાઓ ઘેરેઘેર ફરી તેમાં રહેનારાં માણસો સંબંધી જરૂર પુરતી માહિતી ફૉર્મમાં દાખલ કરવાની હોય છે તે કરે છે. પ્રાથમિક ગણત્રી શરૂ થયા તારીખથી તા. ૧૦ મી માર્ચ સને ૧૯૧૧ સુધી તપાસણી કામદાર, ચાર્જ સુપ્રીન્ટેન્ડેન્ટ, અને બીજા જે જે અમલદારો તથા ખાનગી ગૃહસ્થો તે કામ માટે મળી શકશે તે ફરતા રહી પ્રાથમિક ગણત્રી બરોબર બીનચૂક થાય છે કે કેમ તે ઉપર દેખરેખ રાખશે, અને ભૂલો થઈ હશે તો તે સુધરાવશે. ગામડાંઓમાં પ્રાથમિક ગણત્રી તા. ૨૦ મી ફેબ્રુઆરી સન ૧૯૧૧ ના રોજ પુરી કરવામાં આવશે. કસ્બાઓ અને મોટાં શહેરોમાં આ કામ ત્યાર પછી દશેક દિવસમાં પુરૂં થશે. પ્રાથમિક ગણત્રી પુરી થયા પછી, અને છેવટની ગણત્રીની તારીખ દરમ્યાન ગણત્રી કરનારે નોંધેલી હકીકતની ચાર્જ સુપ્રીન્ટેન્ડેન્ટો તરફથી ઘણી ચોકસાઇથી તપાસણી થશે.

## ગણત્રીના ફૉર્મમાં કરેલી વિચિત્ર નોંધ.

૧૩. ગયા સેન્સસ વખતે થયેલી પ્રાથમિક ગણત્રીની નોંધમાં કેટલેક ઠેકાણે ઘણી વિચિત્ર અને ભૂલ ભરેલી હકીકત દાખલ થઇ હતી. જેને લખતાં વાંચતાં ન આવડતું હોય તેજ અભણ ગણાય છે છતાં મદ્રાસ ઇલાકામાં એક ગણત્રી કરનારે ઘણી ઠાવકાઇથી તથા નમ્રતાથી ગણત્રીના ફૉર્મમાં પોતાના નામ સામે "અભણ" એ શબ્દ લખ્યો હતો. બીજા એક ગણત્રી કરનારે ઘણા લાંબા વખત ઉપર મરણ પામેલા અને દેરી ચણી દાટેલા એક સન્યાસીના સંબંધમાં જાણે તે જીવતો હોય તેમ બધાં આસન ભર્યાં હતાં. મુવેલા માણુસની નોંધ કેમ કરી એ વિષે તેને પુછવામાં આવ્યું ત્યારે તેણે ગંભીર ચહેરે જણાવ્યું કે, "આજુ બાજુના લોકોમાં તે સંન્યાસી દેરીમાં જીવતો હોય એવી માન્યતા છે." વળી બીજા એક ગણત્રી કરનારે ગણપતિના એક દેવાલય ઉપર ઘર તરિકે નંબર નાખેલો જોઈ તે ઘરમાં રહેનાર ગણપતિ દેવ સંબંધી ફૉર્મનાં બધાં આસનમાં નીચે પ્રમાણે હકીકત દાખલ કરી હતી.

નામ-ગણેશ, ધર્મ હિંદુ, જાતિ-પુરૂષ, પરણેલા, ઉમ્મર આશરે ૨૦૦ વર્ષ, ધંધો-ગામના તથા બીજા લોકો જે કંઇ ધરાવે તે ઉપર નિર્વાહ કરવાનો !!

કેટલેક ઠેકાણે ખરી ન્યાતને બદલે માત્ર પોતાના ધંધાનું નામ લખાવ્યું હતું; જેમકે-કડીયો, રંગરેજ, વેરણીયો, છોવારો, બંધારો, મપારો, પગી, બ્રહ્મચારી વગેરે. અને ગણત્રી કરનારાઓએ કંઇપણ વિશેષ તપાસ ન કરતાં તેના ધંધાના નામને જ્ઞાતિના નામ તરિકે આસન ૪ માં લખ્યાં હતાં. વાવ્ય પ્રાંતોમાં ઘરધણીને ભરવા આપેલા કેટલાંક ફૉર્મમાં અંગ્રેજ સ્ત્રીઓએ પોતાની ખરી ઉમ્મર ન લખતાં "વીશ વરસ ઉપરાંત" એમ મોઘમ લખ્યું હતું. હીજડાને પુરૂષ ગણવાનો છતાં એક ઠેકાણે સ્ત્રી તરિકે ગણેલો હતો. પાતરને કુંવારી ગણવાની છતાં કેટલેક ઠેકાણે પરણેલી લખી હતી. આવી વિચિત્ર ભૂલો વખતસર ખોળી કાઢી સુધારવી જોઇએ. જો તેમ કરવામાં ન આવે તો ગણત્રીના આંકડામાં તથા હકીકતમાં ઘણી ભૂલો રહી જાય, એટલા માટે ચાર્જ સુપ્રીન્ટેન્ડેન્ટો તથા બીજા લાગતા વળગતાઓએ રાત દિવસ ફરતા રહી જેટલી બને તેટલી તપાસણી કરવાની આવશ્યકતા છે. દરેક માણુસનો ધર્મ, પંથ, ન્યાત, તથા પેટા જ્ઞાતિ દાખલ કરવામાં સંભાળ રાખવાની જરૂર છે. આ બાબતમાં સેન્સસ સુપ્રીન્ટેન્ડેન્ટો

સરળ અને પૂર્ણ સૂચનાઓ આગળથી આપે છે. વળી ગણત્રીના ફોર્મના ધંધા સંબંધી આસન ૯–૧૦ ને ૧૧ ભરવામાં પણ ઘણી કાળજી રાખવાની જરૂર છે. જેમ કે,–કોઇ જમીનદાર સરકારી નોકર હોય તો "સરકારી નોકર" એવું નવમા કોષ્ટકમાં તેના મુખ્ય ધંધા તરિકે, અને દશમા કોષ્ટકમાં નિર્વાહના પેટા સાધન તરિકે "જમીનદારી" એમ લખવું જોઇએ. આ કોષ્ટકો ભરવામાં ધ્યાનમાં રાખવાની બાબત એ છે કે, કોઇ માણસને જે ધંધાથી વિશેષ ઉત્પન્ન આવતું હોય તે મુખ્ય ધંધો નહિ, પણ જેમાં તેનો ઘણો વખત જતો હોય તે તેનો મુખ્ય ધંધો ગણવો જોઇએ. અને જેમાં થોડો વખત જતો હોય તે ઉપજીવિકાના પેટા સાધન તરિકે ગણવું જોઈએ.

## છેવટની વસ્તી ગણત્રી.

૧૪. છેવટની ગણત્રી વખતે પ્રાથમિક ગણત્રી દરમ્યાન નોંધવામાં આવેલા પૈકી જે માણસો મરણ પામેલા હોય અથવા બહારગામ ગયા હોય, તેમના સંબંધીની હકીકત છેકી નાખવાનું; અને નવાં છોકરાં જન્મ્યાં હોય કે નવાં માણસો આવ્યાં હોય, તેમની હકીકત દાખલ કરવાનું કામ કરવાનું હોય છે. આથી પ્રાથમિક ગણત્રી વખતની નોંધ સુધારી ચોકસ દિવસે દરેક જગોએ ખરેખરી લોક વસ્તીની સ્થિતિ કેવી હતી તે નક્કી થાય છે. આ કામ તારીખ ૧૦મી માર્ચ સન ૧૯૧૧ ના રોજ સાંજના સાત વાગે શરૂ કરી મધ્ય રાત્રે પૂરૂં કરવામાં આવશે. આ કામ જલદી થઇ શકે તથા સુધારો વધારો કરવાનો પ્રસંગ જેમ બને તેમ ઓછો આવે એટલા માટે લોકોએ તે દિવસે બનતા સુધી ઘર છોડી જવું પડે એવી લગ્નની કે બીજી સાંસારિક કે ધાર્મિક ક્રિયા કરવાનું રાખવું નહિ, અને ગણત્રી કરનાર તેમને ઘેર આવી ગણત્રી કરી જાય, ત્યાં સુધી દીવો બળતો રાખી ઘેર જાગતા રહેવું, એવી સૂચના તા. ૧૦ મી માર્ચ પહેલાં થોડા દિવસ અગાઉ ઢંઢેરો પીટાવી આપવામાં આવશે. એ દિવસે કોઇ શુભ કાર્ય માટે મુહૂર્ત આવતું નથી એવી તપાસ કરી એ દિવસ છેવટની વસ્તી ગણત્રી માટે નક્કી કરવામાં આવ્યો છે; તેથી આ ઢંઢેરાથી પ્રજાને કાંઈ વિશેષ અડચણ થવાનો સંભવ નથી. કદાચ થોડી ઘણી અડચણ પડે, તોપણ તે આવા સાર્વજનિક કાર્યને માટે ખુશીથી સહન કરી લેવામાં આવશે એવી ઉમેદ રાખવામાં આવે છે.

## રેલ્વે, બંદરો, સ્ટીમર, અને લશ્કરની છાવણી વગેરેને માટે કરેલી ખાસ ગોઠવણ.

૧૫. લશ્કરી કેમ્પોની, અને રેલ્વે, સ્ટીમરો વહાણો, તથા મછવા વગેરેમાં મુસાફરી કરતા માણસોની ગણત્રી કરવા માટે ખાસ ગોઠવણ કરવામાં આવશે. કેમ્પમાં લશ્કરના માણસોને રહેવાની જગોની ગણત્રી લશ્કરી ખાતા તરફથી થશે, અને બજારના ભાગની ગણત્રી કેન્ટોન્મેન્ટ માજીસ્ટ્રેટ તરફથી થશે. ચા અને કોફીનું વાવેતર કરવાનાં મોટાં સ્થળો, ખાણો, સુતર કાંતવાની તથા વણવાની મીલો, અને બીજાં કારખાનાંઓ જ્યાં રાત દહાડો મજુર વગેરે માણસો રહે છે, તે જગોની વસ્તી ગણત્રી ત્યાંના મેનેજરની સાધારણ દેખરેખ તથા મદદથી કરવામાં આવશે. રેલ્વે અંદરની વસ્તીની ગણત્રી કરવા માટે રેલ્વે કંપની તરફથી ટ્રાફિક મેનેજર અથવા તેવા બીજા કોઈ અમલદારની રેલ્વે સેન્સસ ઓફિસર તરિકે નિમનોક કરવામાં આવશે. તે રેલ્વેના દરેક સ્ટેશન તથા કારખાનાની વસ્તીની ગણત્રી કરી, લાગતા વળગતા સેન્સસ સુપ્રીન્ટેન્ડેન્ટને પૂરી પાડશે. જે લોકોની રેલ્વેની હદ બહાર ગણત્રી કરવામાં આવી હશે, અને જેઓ તા. ૧૦ મી માર્ચની રાત્રે મુસાફરી કરવા ચહાતા હશે, તેમને પાસ આપવામાં આવશે. દરેક રેલ્વે સ્ટેશન ઉપર તે સ્ટેશનેથી ટિકીટો લઇ ગાડીએ બેસનારા અને ગાડીમાંથી ઉતરનાર માણસોની ગણત્રી કરવા માટે એક અમલદાર નિમવામાં આવશે. જે માણસો પોતાની ગણત્રી થઇ છે એવું બતાવનારી પાસ રજુ કરશે, અથવા બીજી રીતે તે અમલદારની ખાત્રી કરી આપશે, તેમને રેલ્વે ઉપરની ગણત્રીમાં નોંધવામાં આવશે નહિ. પરંતુ જે માણસોની ગણત્રી બીજી જગોએ થયેલી નહિ હોય, તેમની નોંધ કરવામાં આવશે અને તેમ કર્યા બાબત રેલ્વે તરફથી તેમને પાસ આપવામાં આવશે, એટલે તે બતાવવાથી તેને બીજો ગણત્રી કરનાર બીજે કોઇ ઠેકાણે ફરીથી ગણશે નહિ. ચાલતી ગાડીના મુસાફરો, જેમની પાસે આવી પાસ નહિ હોય, અથવા જેમની ગણત્રી બીજે ઠેકાણે થયેલી નહિ હોય, તેમની ગણત્રી તા. ૧૧ મી માર્ચે સવારે ૭ વાગ્યાના સુમારે જે કોઇ મોટા સ્ટેશનપર તે ગાડી ઉભી રહેશે, તે વખતે ત્યાંના રેલ્વેનાં માણસો કરી લેશે. જે બંદર ઉપર બંદર અમલદાર નામનો માણસ હશે, તે સ્થળે આગબોટ વગેરેમાં મુસાફરી કરતા માણસોની ગણત્રી કરવાનું કામ તેની દેખરેખ નીચે થશે. નાનાં બંદર અથવા ઘાટની ગણત્રી કરવા પ્રાંતિક અમલદારો તરફથી તજવીજ થશે. અને તેમાં આબકારી, અફીણ, જકાત વગેરે ખાતાના માણસોની મદદ લેવામાં આવશે.

## પહાડી અને જંગલી પ્રદેશ માટે ખાસ ગોઠવણ.

૧૬. કેટલાક રાની પ્રદેશમાં ઘરો, જંગલી અને પહાડી જમીનમાં એક બીજાથી ઘણે દૂર હોવાથી, તથા જંગલી પ્રાણીઓના ભયથી રાત્રે ગણત્રી કરવાનું બની શકે એમ ન હોવાથી ગયા સેન્સસની માફક આ વખતે પણ દિવસે ગણત્રી કરવાની તજવીજ થશે. આવા પ્રદેશોમાં સાધારણ રીતે છેવટની ગણત્રી તા. ૧૦ મી માર્ચના રોજ પાછલા પહોરે થશે. અને તે પ્રદેશના લોકોને રાત્રે ગણત્રી કરવાના પ્રદેશમાં આવતા અટકાવવામાં આવશે. આ પ્રમાણે થવાથી સેન્સસનું કામ બધે સ્થળે વાસ્તવિક રીતે અને એકી વખતેજ થશે.

## તાત્કાલિક સરવાળો.

૧૭. તારીખ ૧૧ મી માર્ચની સવારે તપાસણી કામદારે મુકરર કરેલી જગાએ તેના તાબાના બધા ગણત્રી કરનારા એકઠા થશે, અને પોતાના જથામાં ઘરો તથા પુરૂષ અને સ્ત્રીની વસ્તીના આંકડા તૈયાર કરી આપશે. આ આંકડા કોઇ બીજા ગણત્રી કરનાર પાસે તપાસાવરાવ્યા પછી તપાસણી કામદાર, તે પોતાની ટુકડીની તારીજમાં દાખલ કરી લેશે ટુકડીની તારીજ બરોબર તપાસ્યા પછી તેના આંકડા ચાર્જની (મહાલની) તારીજમાં દાખલ કરી તે બધા પ્રાંતના સદર સ્ટેશનમાં અગર પરભાર્યે સેન્સસ સુપ્રીન્ટેન્ડેન્ટ તરફ જે પ્રમાણે ઠરાવવામાં આવશે તે પ્રમાણે મોકલવામાં આવશે. અને ત્યાંથી બધાનો કુલ સરવાળો કરી હિંદુસ્તાનના સેન્સસ કમીશનર તરફ તારથી જણાવવામાં આવશે.

## પત્રકો તૈયાર કરવાનું કામ.

૧૮. ગણત્રી પૂરી થયા પછી અને તાત્કાલિક સરવાળો મોકલ્યા પછી ગણત્રીનાં ફોર્મોની ચોપડીઓ એક મુખ્ય ઓફિસમાં ભેગી કરવામાં આવી તે ઉપરથી પત્રકો તૈયાર કરવાનું કામ શરૂ થશે. ગણત્રીનાં ફોર્મો એ એક પ્રકારનો કાચો માલ છે, અને તેની ઉપર પ્રયોગો કરી તે ઉપરથી પત્રકો, રિપોર્ટ, વગેરે બનાવી વાપરવા લાયક પાકો માલ તૈયાર કરવાનું કામ ગણત્રી થઇ ગયા પછી સુમારે એક વર્ષ ચાલે છે. ગણત્રીનાં ફોર્મોમાં દાખલ કરેલી હકીકત ઉપરથી દરેક માણસની જાત, ધંધો, ધર્મ, વગેરે સંબંધી વિગતવાર હકીકત, ગામ અથવા બ્લોકવાર પ્રથમ કાઢવામાં આવે છે; અને પછી તે ઉપરથી તાલુકાવાર આંકડા તૈયાર કરવામાં આવે છે. અને છેવટે તે ઉપરથી પ્રાંત કે જીલ્લાવાર આંકડા એકઠા કરવામાં આવે છે.

## ટિક સિસ્ટમ.

૧૯. સન ૧૯૦૧ ની સાલ પહેલાં આ દેશમાં પત્રકોમાં ભરવાના આંકડા "ટિક સિસ્ટમ" અથવા લીટાની રીતથી તૈયાર કરવામાં આવતા. એક માણુસ ગણુત્રીનું ફોર્મ લેતો, અને જે પ્રકારના આંકડા કાઢવાના હોય તે સંબંધી હકીકત બોલતો. તે ઉપરથી બીજો માણુસ એક કાગળમાં દરેક માણુસનો એક લીટો, એ પ્રમાણે લીંટા કરતો અને એ પ્રમાણે કરેલા લીંટાનો સરવાળો કરી જોઇતી હકીકત એકઠી કરવામાં આવતી. આ રીત ઘણી કઢંગી હતી, અને જો કાંઇ ભૂલ થઇ હોય તો ફરીથી કામ કર્યા વગર તે પકડી શકાતી નહિ. આ ઉપરથી એ રીત બંધ કરી સન ૧૯૦૧ થી બાવેરીયા દેશના પ્રોફેસર **વૉનમેયર** નામના વિદ્વાને શોધી કહાડેલી "સ્લીપ સિસ્ટમ" થી હકીકત તારવી કાઢી પત્રકો તૈયાર કરવામાં આવે છે.

## સ્લીપ સિસ્ટમ.

૨૦. "સ્લીપ સિસ્ટમ" માં ગણુત્રી કરેલા દરેક માણુસ સંબંધી બધી હકીકત બે ઇંચ પહોળી અને સાડાચાર ઇંચ લાંબી કાગળની કાપલીઓ ઉપર ટુંકામાં ઉતારી લેવામાં આવે છે. આ કાપલીઓમાં લખવાનું કામ ઓછું કરવાને જુદા જુદા ધર્મના લોકો માટે જુદા જુદા રંગની સ્લીપો રાખવામાં આવે છે. અને પુરૂષ, સ્ત્રી, પરણેલો, કુંવારો, રાંડેલો વગેરે દર્શાવવાને માટે સ્લીપો ઉપર જુદા જુદા પ્રકારની સંજ્ઞાઓ રાખવામાં આવે છે. પછી જે હકીકત જોઇતી હોય તે માટે સ્લીપો જુદી પાડી તેમની ગણુત્રી કરી સરવાળા કરવામાં આવે છે. જેમકે ન્યાત સંબંધી હકીકત કાઢવી હોયતો સ્લીપોનું વર્ગીકરણ કરી બ્રાહ્મણ, કાયસ્થ, વગેરે જુદી જુદી જ્ઞાતોની સ્લીપોની જુદી જુદી ઢગલીઓ કરવામાં આવે છે; અને છેવટ દરેક ઢગલીની સ્લીપોની ગણુત્રી કરવામાં આવે છે.

## સરવાળા કરવાના સંચા.

૨૧. અમેરિકા અને બીજા કેટલાક દેશોમાં ગણુત્રીના સરવાળા કરવા માટે વિજળીથી ચાલતા સંચાનો ઉપયોગ કરવામાં આવે છે. આ સંચા ઘણી અદ્‌ભુત રીતે બનાવેલા હોય છે, અને તે ફેરવવાથી જોઇતા સરવાળા સહજ થઇ જાય છે. હોલેરીથ મશીન નામના એક જાતના આવા સંચાનો ખર્ચ શરૂઆતમાં ૪૦૦ પૌંડ (૬૦૦૦ રૂપીયા) થાય છે. હિંદુસ્તાનમાં માત્ર એકજ ઇલાકા માટે આવા કેટલાક સંચાની જરૂર પડે અને તેથી

શરૂઆતનો ખર્ચ ઘણોજ ભારે થઇ જાય. વળી ફરીથી દશ વર્ષે વસ્તીની ગણત્રી થાય ત્યાં સુધી તેનો કંઈ ઉપયોગ થાય નહિ. આ દેશમાં હાથ મહેનતથી કામ કરનારા કારકુનો થોડે પગારે મળી શકે એમ છે, તેથી સંચા કરતાં કારકુનોથી કામ સસ્તામાં થઇ શકે છે. કયુબા દેશમાં ગઇ સેન્સસ વખતે સંચાથી આંકડા તૈયાર કરવા દર હજાર માણસે ૧૦૫ રૂપિયાના ભાવથી કંટ્રાકટ આપવામાં આવ્યો હતો. પરંતુ હિંદુસ્તાનમાં હાથ મજુરીથી આંકડા તૈયાર કરવાને દર હજાર માણસે સરેરાશ માત્ર આઠ રૂપીયા ખર્ચ થયું હતું.

## સેન્સસ રીપોર્ટ.

૨૨. પત્રકો તૈયાર થયા પછી હિંદુસ્તાનના સેન્સસ કમીશનર અને પ્રાંતિક સુપ્રીન્ટેન્ડેન્ટો રિપોર્ટ લખવાનું કામ હાથ પર લે છે. રિપોર્ટ લખવાને માટે હકીકત એકઠી કરવા ઘણી લાંબી મુદતથી તેમને પ્રયાસ કરવો પડે છે. ધર્મ, ધંધા વગેરે જે જે વિષયો સબંધી તેમને રિપોર્ટમાં લખવાનું હોય છે, તે બધાનું સારૂં જ્ઞાન તેમને મેળવવું પડે છે. તે માટે ઘણીજ મહેનત લઈને યુરોપની જુદી જુદી વિદ્વાન મંડળીઓ તરફથી પ્રસિદ્ધ થતા પેપરોમાં અને માસિકોમાં આવતા સેન્સસ સબંધી લેખોનો અભ્યાસ કરી તેમાં જણાવેલી હકીકતોની ઘણીજ કાળજીપૂર્વક નોંધ કરી લેવી પડે છે; કે જેથી રિપોર્ટમાં વિવેચન કરવાનો પ્રસંગ આવતાં તેનો બરોબર ઉપયોગ થઇ શકે. દરેક ઇલાકાના રિપોર્ટના બે ભાગ હોય છે. પહેલા ભાગમાં હકીકત અને બીજા ભાગમાં પત્રકો આપવામાં આવે છે.

## સેન્સસનો ખર્ચ.

૨૩. સન ૧૯૦૧ માં આખા હિંદુસ્તાનની સેન્સસનો ખર્ચ રૂ. ૨૧,૯૩,૯૮૪ થયો હતો. સને ૧૮૯૧ માં બે પ્રાંત શિવાય આખા હિંદુસ્તાનનો સેન્સસનો ખર્ચ રૂ. ૨૬,૦૯,૫૮૭ થયો હતો. સને ૧૯૦૧ માં ખર્ચમાં જે મોટો ઘટાડો થયો છે તેનું કારણ "સ્લીપ સિસ્ટમ" દાખલ કરી તેજ છે. ચાલુ સેન્સસનો ખર્ચ પણ આશરે તેટલોજ થશે, અને દર હજાર માણસ દીઠ આશરે રૂ. ૭ાા સાડાસાત આવશે. આવા ટૂંકા ખર્ચમાં હિંદુસ્તાન જેવા મોટા દેશની વસ્તીગણત્રી થઇ શકે છે તેનું કારણ એ છે કે દુષ્કાળ, પ્લેગ, વગેરે જરૂરના પ્રસંગે જેમ સરકારી નોકરોની પોતાના કામ ઉપરાંત વિશેષ કામ કરવાની ફરજ છે, તેમ સેન્સસના કામમાં પણ કરવાની ફરજ છે. અને પોતાનું કામ છોડી જેમ જ્યુરર તથા આસેસર

તરિકે કામ કરવાની ખાનગી ગૃહસ્થોની ફરજ છે, તેવીજ રીતે જરૂર પ્રમાણે સેન્સસમાં કામ કરવાની પણ તેમની ફરજ છે. આથી સરકારી નોકરો અને ખાનગી ગૃહસ્થોની સેવાનો સેન્સસના કામમાં છૂટથી ઉપયોગ કરવામાં આવે છે, અને ખર્ચ જેમ બને તેમ કમી કરવા તરફ વલણ રાખવામાં આવે છે.

## પ્રજાની મદદ અને સહાનુભૂતિ.

૨૪. દેશની વસ્તી ગણુત્રીનું કામ એ પોતાના ખાસ હિતનું કામ સમજી પ્રજાજનોએ તેમાં ઉલટ, ઉત્સાહ તથા ઉમંગથી મદદ કરવી જોઇએ. જો લોકો આ કામમાં મદદ ન કરે અથવા તેમની મહેનત બદલ ઘણોજ નજીવો પણ બદલો માગે, તો આ બધું કામ ગેરવ્યાજબી ગણાય એટલું બધું ભારે ખર્ચ કર્યા વગર કરવું અશકય થઇ પડે. પાછલી વસ્તી ગણુત્રી વખતે હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધીના તમામ સમજુ લોકોએ સરકારને એક અથવા બીજી રીતે સારી મદદ આપેલી છે. કેટલાકે પ્રત્યક્ષ ગણુત્રીનું કામ કર્યું હતું, અને કેટલાકે વસ્તી ગણુત્રી કરવામાં સરકારનો કેવો સારો ઉદ્દેશ છે તે તથા જે માહિતી પુછવામાં આવે તે ખરી અને તુર્ત બતાવવી એ કેટલું બધું જરૂરનું છે તે વિષે અજ્ઞાન લોકોને બોધ કરી સેવા બજાવી હતી. સેન્સસ જેવા લોકહિતના કામમાં પોતાની રાજીખુશીથી એ સાલમાં પ્લેગ સખત ચાલતો હતો તોપણ પોતાના જીવની દરકાર ન કરતાં એલફીન્સ્ટન હાઇસ્કુલના બધા માસ્તરો તથા ઉપલાં ધોરણોના વિદ્યાર્થીઓ, શાળાની આજુબાજુના ભાગમાં સેન્સસનું બધું કામ કરવાને પોતાની મેળે બહાર પડયા હતા. છેલ્લી ત્રણચાર વખતની સેન્સસથી અનુભવ સિદ્ધ થયું છે કે, આ પ્રમાણે મુદતે મુદતે ગણુત્રી કરવામાં સરકારનો ઉદ્દેશ માત્ર પ્રજાના કલ્યાણમાં વધારો કરવાનોજ છે. આ અનુભવ અને છેલ્લાં દસ વર્ષમાં થયેલા કેળવણીના વિશેષ ફેલાવાને લીધે એવી આશા રાખવામાં આવે છે કે, પહેલાંના પ્રસંગો કરતાં પણ આ વખતે વિશેષ ઉત્સાહ તથા દીલભરીથી સેન્સસના કામમાં લોકો તરફથી સરકારને જેટલી અને જેવી જોઇશે તેવી પુરતી મદદ મળશે, અને ચાલુ સેન્સસનું કામ ઘણી ઉત્તમ રીતે પાર પડશે.

